२७४७

# आत्मबोध.

अने

जीवनी उत्पत्ति.

# आत्मबोध

अने

## जीवनी उत्पत्ति.



'હશે શું આ કાચ કદાચ હીરો',
'ઝવેરિ જાણે અથવા અમીરો';

પ્રસિદ્ધ કરનાર


**શ્રી જૈન ધર્મ પ્રવર્ત્તક શાખા સભા નં. ૧**



સન ૧૮૮૬—સંવત ૧૯૪૨

# પ્રસ્તાવના.

આત્મચીન્તન કરી, આત્મકલ્યાણની આકાંક્ષા રાખવી એ પ્રાણી માત્રની અગણીત ફરજોમાંની ઓછી અગત્યતા ધરાવનારી ફરજ નથી. પોતે ક્યાંથી આવ્યા, શા કર્મોદયે, અને શી સ્થિતિમાં શા પ્રમાણે આચરવાથી, કહેવાતા સુખથી કરોડે ગણે ચઢીયાતા અક્ષય સુખની પ્રાપ્તિ થશે એ વિચારવું તે સમજુ આત્મકલ્યાણીનું આ ભૂષણ છે. પણ સાધન વીના શું સાધ્ય ઉતપન્ન થાય? કારણ વીના કાર્ય ઉતપન્ન થાય? લેખણ, કાગળ કે ખડીઆ વગર લખાય? રંદા વિના પાટીઆની સપાટી સાફ થાય? તેમજ આત્મ સ્વરૂપ ચિ-

ન્તન કરવાના સાધનો વીના આત્મ સ્વરૂપ નું ચિન્તવન થાય? ના, એ વાત સ્પષ્ટજ છે; માટે આ ઉપરથી એ તો પ્રગટજ છે કે આત્મ સ્વરૂપ ચિન્તન કરાવી મોક્ષપુરના માર્ગમાં પ્રવેશ કરાવનારા પુસ્તકની અગત્ય હતી. આ પુસ્તકથી ઉપર કહેલી મતલબ કેટલે દરજ્જે હાંસલ થશે એમ આશા રાખીએ છીએ.

જૈનધર્મ પ્રવર્ત્તક સભા: સાખા નં ૧.
મુ૦ વીરમગામ



# मंगळाचरण.

## સ્રગ્ધરા.

વિશ્વાધારા તમારા ચરણયુગ ધરા
ધારનારા ધરાયે,
મોક્ષાદિ મુખ માગ્યાં સુખ સરૂપ રૂપે
પોખનારા મનાયે;
આશે ધાતાં સકાશે નર સુરનૃપને
જોગની જોત જાગી,
પાયે લાગ્યેજ લાગે અનુપ રસમયી
શાંતિ દો ભ્રાંતિ ભાગી—૧

# આત્મબોધ.

આ ક્ષણભંગુર અને અસાર સંસારમાં મનુષ્ય માત્ર, કામ, ક્રોધ, માન, માયા, મોહ, લોભ વિગેરે દુશ્મનોની જાળથી એવાતો સજ્જડ સપડાયેલા છે કે તેમને પોતાના આત્માનું સાર્થક કરવાનું પણ સુજતું નથી. તેઓ આ દુનિયાના સ્વલ્પ, ક્ષણભંગુર, માની લીધેલા સુખમાં મગ્ન રહે છે;– તેનીજ પાછળ કમ્મર કસી મંડ્યા રહે છે- અને તેનેજ માટે પોતાની આખી જીંદગી બરબાદ કરે છે. આવી રીતનું બંધન બધાને સરખીજ રીતે અસર કરે છે, પછી તે રાજા હોય કે રંક હોય, ગરીબ હોય કે તવંગર હોય, નાનો હોય કે મોટો હોય, અગર નોકર હોય કે વેપારી હોય

આ કારણને લીધે એવા પુરૂષો જવલ્લેજ મળી આવશે કે જેઓ ઉપર કહેલા શત્રુઓના પાસથી વિરક્ત થઈ માત્ર આત્મકલ્યાણુંએજ મથતા હોય; વર્તમાન કાળના સ્વલ્પ સુખની આકાંક્ષા ન રાખતા, ભવિષ્યના અક્ષય સુખને વાસ્તે પ્રયત્ન કરતા હોય; અને આ ભવમાં જે સુખ મળે છે તે પોતાની પૂર્વ ભવની શુભ કરણીને લીધેજ મળે છે એમ જાણી આત્માને એવી શીખામણ આપતા હોય કેઃ—

" હે ચેતન! જે કાંઇ તને આ દુનિયામાં પ્રાપ્ત થયું છે તે પરભવની કાંઈ સારી કરણીને લીધેજ; અને હવે પછી તારે સુખ દુઃખમાં પડવાનું તે સઘળાનો આધાર અહીં જે સારી કિંવા નરસી કરણી કરીશ તેના-

જ ઉપર માત્ર રહેવાનો; વાસ્તે આ સ્વરૂપ ક્ષણભંગુર સુખથી ફુલાઇ જઇ મગરૂબીમાં ચઢી ન જતાં; મોહની રૂપી મદીરા પી તેથી ઉન્મત ન થતાં, જે જે કાર્ય તું કરે, તેનો સારી પેઠે વિચાર કર કે એ કર્ત્તવ્ય છે કે અકર્ત્તવ્ય, તું કયાંથી આવ્યો! કયાં જઇશ! તારે આ સંસારમાં શું શું કરવાનું છે? અને જે કાંઇ કરી લેવાનું છે તેમાં સઉથી વધારે અગત્યનું શું છે? શું કરવાથી તું આ ભવ-સાગર તરવાને શક્તીવાન થઇશ? તારૂં મૂળ રહેઠાણ કયાં હતું? કયાં કયાં ફરી આવ્યો! તને શું શું દુઃખ પડયું હશે? અને કેટ-લા બધા પુણ્યની કરણી એકઠી થઇ હશે ત્યારે આ ઉત્તમ મનુષ્ય ભવ પામ્યો હઈશ;હવે તારે શુભ કાર્ય કરી સ્વધામના ખરા રસ્તા

ઉપર ચઢી જવાનો ખરેખરો પ્રસંગ છે. તે જો ખોઇશ અને પ્રમાદમાં બેસી રહી, તેનેજ ખરૂં સુખ માની લેઇશ તો તારી શી ગતી થશે? ફરીને કયાં, કયાં, રઝળવું પડશે! કેટલું કેટલું અસહ્ય દુઃખ સહન કરવું પડશે! અને પાછો ચોરાશી લાખ જીવાયોનીના ફેરામાં પડી ફરી મનુષ્ય ભવ પામવાને ક્યારે શક્તીવાન થઈશ? આવા દેહરૂપી માટીના પાંજરામાં પુરાએલા પક્ષીની માફક તું અનંતા કાળથી રખડે છે, એવાં એવાં કેટલાં અને કેટલી જાતનાં પાંજરાં તેં બદલ્યાં. કેટલું કષ્ટ ખમ્યો, ખમે છે અને હજુપણ ખમીશ; પૂર્વ પુણ્યયોગે મુક્તી માર્ગ સાચો પામ્યો છું તો હવે પ્રમાદ ન કરતાં આત્મ કલ્યાણાર્થે ચાલ્યો જા આ

ફાની દુનિયામાં કોઈ તારૂં નથી, કોઇ તને તારા ખરા હિત્તમાં કામ આવવાનું નથી; સર્વે સ્વાર્થ નિમિત્તેજ છે. તારા જાણવામાંજ છે કે મોટા મોટા શેઠીઆઓ, રાજા રાણાઓ, પૃથ્વી પતીઓ, ચક્રવૃતિઓ સર્વ ચાલ્યા ગયા અને જાય છે; તેમનો પરિવાર, તેમની રિદ્ધી તેમની દોલત ખજાનો વિગેરે સર્વે અહીંજ રહ્યું, તેમાંનું જરાપણ તેમની સાથે ગયું નહીં; તેમ તેમને કાળરૂપી માછીની જાળમાંથી મુક્ત કરવાને કોઇપણ શક્તિવાન થયું નહીં. ત્યારે હે! ચેતન! સમજ કે આ જગત સર્વ મિથ્યા છે, તેમાં આવી રહેલી વસ્તુઓ સમસ્ત? તને મુક્તિના રસ્તા ઉપર જતા અટકાવનાર વિષય વાટ પાંકુઓ છે. જેમ કોઇ ખેલાડી કોઇ અણુસમજુ બા-

ળકને રંગ બેરંગી સુંદર રમકડા વિગેરે ન-
જીવી ચીજો આપી તેનાઆભુષણ પ્રમુખ વિ-
ગેરે છીનવી લે છે તેમ આ ક્ષણિક સંસા-
રની મોહ માયા વિગેરે લાલચો તને ફાંદા-
માં નાંખી તારી પાસેની અનંતજ્ઞાન રૂપ લ-
ક્ષ્મી દબાવી તને અનંતકાળ ભવસમુદ્રના
મોજામાં ઝોળા ખાતો કરે છે. વાસ્તે મહા-
કષ્ટે મળેલો આ શુભ અવસર જવા દીધો
તો તારો કદી પાર આવવાનો નથી. ઉત્તમ
મનુષ્ય ભવ અને શ્રી જીનરાજ મહારાજનો
સાચો ધર્મ પામ્યા છતાં આત્માનો ઉદ્ધાર
નહીં કરે ત્યારે પછી કયારે કરવાનો? મુક્તી
માર્ગ સાચો પામ્યા છતાં અંધકારના રસ્તા
ઉપર આથડનાર તારા જેવો બીજો કોણ
ગમાર, કોણ મુઢ, અને કોણ અકકલહીન

દીવો લેઇ કુવે પડનાર હોય? તને આડે રસ્તે લેઇ જનાર તારા કટ્ટા અરિઓથી મુક્ત થવાને તું શ્રી જીનરાજ મહારાજના વચનો ઉપર આસ્થા રાખ; અને તેમનેજ દર્શાવેલે માર્ગે ચાલ્યો જા તો તને કાંઇ અડચણ નડવાની નથી; ભવસમુદ્રના મોજાં તને ડુબાડનાર નથી; તોફાની પવન તને હરકત કરનારનથી;અને ટુંકામાં સ્વધામ પહોંચવામાં તને વિલંબ થવાનો નથી. કારણ કે તેજ અરિહંત ભગવાન તરણ તારણ ઝાઝ સમાન છે; તે પોતે તર્યા છે અને બીજાને તારવાને સમર્થ છે, તેમનોજ આશ્રય તારે લેવો અને તેમનાથીજ તારી સદ્ગતિ થવાની; તેજ વીર છે, તેજ અષ્ટ કર્મરૂપી અરીઓનો ઘાત કરી સ્વધામ પહોંચ્યા છે,અને

તેમનેજ વળગી રહેશે તે મુક્તી નગરીએ શીઘ્ર સમો સહિ સલામત પહોંચવાને શક્તિમાન જે પોતેજ સંસારની મોહ, માયા રૂપી જાળમાં ફસાયલા છે, જેઓ પોતેજ ભવસમુદ્રમાં ઝોળા ખાય છે અને જેઓ પોતેજ કર્મરૂપી અરીઓથી ઘેરાએલા છે, તેમનોઆશ્રય લેવાથી શું વળવાનું! કંઇજ નહીં. તે તો કોઇ જન એક પાષાણ ઉપર બેસી સમુદ્ર તરવાનો ઇરાદો રાખે તેવું થાય.

આ ભવ અટવીના ફેરામાં તેં દરેક તરેહના પુદગળીક સુખનો અનુભવ લીધેલો અને તેં દરેકને ચુસી ફેંકી દીધેલ, તેમાંનો તેમાંજ હવે તારે આશક્ત રહેવું યોગ્ય નથી કારણકે અનંતીવાર તેનો અનુભવ લીધો. અને તેમાંજ મગ્ન રહી ચોરાસી લાખ જીવાયોનીમાં

ભ્રમણ કર્યું એટલે પરિણામે અત્યંત, અસહ્ય દુઃખ ભોગવ્યું, જેનો વિચાર માત્ર કરતાંજ કંપારી છુટે; વાસ્તે હે! ચેતન! એ પુદગળીક માયીક, સ્વલ્પ, માની લીધેલા સુખ તરફ વ-ળણ કરાવનાર મનોવૃતિઓથી તું આડે ર-સ્તે દોરાઇ ન જતાં તેમના ઉપર પૂર્ણ જય મેળવ; અને તે તને દોરે એમ નહી રાખ પણ તું તેમને તારી મરજી મુજબ તારા ખરા હિત કાર્યમાં પરોવ; તો તેથી પરીણામે તેની તેજ લાગણીઓ, ઇંદ્રીઓ વીગેરે જે તને પાષાણ રૂપ થઇ ભવ સમુદ્રના છેક ઉં-ડાં અગાધ તળિયે ડુબાડી દેતી હતી તેજ તને સહાયરૂપ થઇ ને સપાટી પર લાવી તારકરૂપ થઇ પડશે. ચક્ષુ, કર્ણ, નાસિકા; મુખ વિગેરે ઇંદ્રીઓનો જેમ ખોટો ઉપયોગ

થાય તેમ સારોપણ થાય. ચક્ષુવડે કરીને સત્પુરૂષોનાં, સાધુઓનાં અને શ્રી જીનરાજ મહારાજનાં દર્શન થાય તથા શાસ્ત્રાભ્યાસ કરવામાં તેમનો ઉપયોગ થાય; કર્ણે કરીને તેવાજ ઉત્તમ પુરૂષોનાં વ્યાખ્યાન શ્રવણ કરાય તથા એવાંજ બીજાં સારાં કામમાં તેનો ઉપયોગ થાય; એવીજ રીતે બીજી બધી ઈંદ્રીઓને આત્મ કલ્યાણાર્થે વાપરી શકાય. વાસ્તે તેઓને જો તું અભય દ ... છુટ આપી સ્વેચ્છાએ ચાલવા દેઇસ તો તે નિઃશંક તને નરકાદિ વિગેરે અસહ્ય દુઃખ જેની કલ્પનાજ માત્ર કરતાં રૂવે રૂવાં ઉભાં થાય, તેના રસ્તામાં દોરી લેઇ જવાની; પણ તેજ ઇંદ્રીઓને જો તું વશ રાખી, તેમના ઉપર પૂર્ણ સત્તા મેળવીશ અને તેમનો શાસ્ત્રો પ્રદેશ

પ્રમાણે ખરો ઉપયોગજ કરીશ તો તારે ભ-વરટણુ કરવાનું મટી જશે, અને ગર્ભાવા-સનું અવર્ણનીય દુઃખ જેની તુલના કોઇ મનુષ્યના શરીરમાં સાડીત્રણ ક્રોડ સોય ઉની કરી ચાંપવાથી પરિણામે જે દુઃખ ઉપજે તેનાથી આઠગણા દુઃખની સાથે થાય છે, તેનાથી તું મુક્ત થઇશ અને છેવટે સ્વધામ પહોંચીશ.

વળી હે! ચેતન! વિચાર કર કે પૈસો એ-કઠો કરવો, આબરૂ મેળવવી વીગેરે સર્વ આ ક્ષણિક દુનિયાને વાસ્તેજ છે તેમાંથી તને કાંઇ વાસ્તવીક સુખ મળવાનું નથી. જે કાંઇ સુખ તેમાંથી તને મળે છે અગર મળેલું જ-ણાયછે તેની સાથે એટલી બધી તરેહની ઉપાધિ-ઓ વળગેલી હોય છે કે તેને "અવ્યાબાધ

સુખ” એવું નામ અપાયજ નહીં. સુખ તો કર્મરૂપી અરીઓને જેમણે જીત્યા છે, અને જીતે છે તેમનેજ મળ્યું છે અને મળવાનું છે. વળી સંસારીક સુખ માત્રક્ષણિક સ્વપ્નાવસ્થામાં મળેછે તેવું છે. વાસ્તે એકલા તે સંસારીક સુખની પાછળજ તારે મંડયા રહેવું નહીં. પણ તેમાં ઘટતો કાળ રોકી બાકીનો બચે તેટલો તારૂં ખરૂં હિત જે સમક્ય જ્ઞાન જેથી જાવત અક્ષય સુખની પ્રાપ્તી થવાની છે તેમાં ગાળવો જોઇએ. તેમાં રોકેલો કાળ તારો સાર્થક થવાનો છે બીજો વ્યર્થજ જવાનો છે. સંસારીક સુખ મેળવવામાં ઘટતો કાળ રોકવો એટલુંજ નહીં પણ તે સાથે તેની પ્રાપ્તી કરવામાં એવા પ્રયત્નો ન થવા જોઇએ. કે જેથી કર્મ બંધાણી થાય.

હર ઘડી તારે યાદ લાવવું જોઇએ કે સં-
સારીક સુખ, સંસારીક સ્નેહ, માયા વિગેરે
બધું ક્ષણિકજ છે તેની પાછળ તું ગમે તે-
ટલો કાળ ગાળીશ અને કષ્ટ વેઠીશ તે સર્વે
વ્યર્થજ જવાનું છે. કારણ કે તેમાંથી ગમે
તેટલા સુખની પ્રાપ્તી થાય તો પણ આખરે
તે ક્ષણભંગુર માત્ર થોડા વખતનુંજ અને
વળી તેની સાથે નાના પ્રકારની જંજાળો, દુ-
ગ્ધાઓ વળગેલી તેતો જુદીજ. આ દુનિયા-
નું સુખ ગમે તેવું હોય તોપણ તેની સાથે
તેનું જોડું દુ:ખ તો વળગેલુંજ રહેવાનું આ
સંસારમાં જેમ સ્ત્રી પુરૂષનું, પશુ પક્ષીનું,
રાત દિવસનું વિગેરે જોડાં છે તે એક બી-
જાથી વિખુટાં પડતાં નથી તેમ સુખ દુ:ખનું
પણ જોડુંજ છે અને તે એકની પછી એક

એમ આવ્યાજ કરે છે.

દોહરો.

ઉગ્રકાળ વિકાળની, પાંખ ઉદયને અસ્ત;
નિશ્ચય તેની છાયમાં, વસ્તુ આવે સમસ્ત:

ઉદય એટલે ચઢતી અને અસ્ત એટલે પડતી એ બે વિકાળ બિહામણા કાળરૂપી પક્ષિની પાંખો છે અને તે બે પાંખોના સપાટામાં દરેક વસ્તુ જેને નામ માત્ર છે તે આવ્યા વીના રહેતી નથી. "કોઇના બારે દિવસ સરખા જતા નથી." એ કેહેવત સાધારણ છે અને તે યોગ્યજ છે. ગમે તેટલી રિદ્ધિ તું ભોગવતો હોઇશ, ગમે તે પ્રકારના સુખમાં તુલીન થઇ ગયો હોઇશ, તોપણ તને ખબર છે કે તે રિદ્ધિ તે સુખ છેવટ સુધી અરે આ દુનિયાની ટુંકી મુસાફરી સુધીજ ટકશે? કદી

નહીં, આવતી કાલે, અરે એક ક્ષણ પછી શું થશે તે કહી શકાશ નહીં. તો પછી હે આત્મા તું ભવીષ્યના તર્કવિતર્ક કરે છે, તેને વાસ્તે સારી નરસી યોજનાઓ કરી રાખે છે, તે યોજનાઓ પાર પાડવાને અતી શ્રમ વેઠે છે, અરે શ્રમ વેઠેછે એટલુંજ નહીં પણ તેમાં કેટલાં સાચાં જુઠાં કરી કર્મ બાંધે છે, તેમાં ઘણી વખત નિષ્ફળ જાય છે, તોપણ તેમાંને તેમાંજ મંડયો રહે છે, તેની પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી જંપતો નથી અને તેમાં વખતે આખરે પણ ફતેહ ન પામ્યો તો અતિ ક્લેશ પામે છે. એ બધું શા વાસ્તે કરવું જોઇએ ? ધન સંપાદન કરવાને, સંપાદન થયા પછી તેને સાચવી રાખવાને અને તેમાંથી મળતા નાના પ્રકારના આ દુનિયાના સુખનો

ઉપભોગ લેવામાં તું એટલો બધો લુબ્ધ રહે છે કે તેમાં પોતાનું તન, મન અને ધન એટલું બધું રોકે છે કે જ્યાં સુધી યમ દૂતનું તેડું આવે છે ત્યાં સુધી તારે અહીં શું શું કરી લેવાનું છે તેનો ક્ષણ માત્ર વિચાર પણ તું કરતો થી. પછી આખરે જ્યારે આ માયીક મામલો પ્રયાણ છોડવા વખત આવે છે ત્યારે એમ પશ્ચાતાપ થાય છે કે અરેમેં અનાથ ન સંપાદન કરવાને તથા તેને સાચવી રાખવાને તથા બીજાં સંસારીક કામોમાં જે જે કર્મ બાંધ્યાં તેજ હવે મારી સાથે આવનાર છે. તેનો મારે એકલાનેજ જવાબ આપવો પડશે. આમાનું કાંઈ મારી સાથે આવનાર નથી. એતો સઘળું અહીંજ પડી રહેશે અને જેના ઉપભોગને વાસ્તે મેં આ એકઠું

કર્યું છે તેમાંનો કોઇ પણ મને સહાય કરનાર નથી, આ પ્રાપ્ત કરવાને જે કર્મો મેં બાંધ્યાં છે તેનું ફળ મારે એકલાનેજ ભોગવવું પડશે મારે ભવરટણના ફેરામાં અથડાવું પડશે. અને અતિકષ્ટ વેઠવું પડશે. એ પ્રમાણે તે વખત બેશક પશ્ચાતાપ થયા વિના રહેતો નથી અને ભવભીતિ થાય છે. ત્યારે હે! આત્મા! તું પેહેલીથીજ ભવભીરૂ થા, પેહેલેથીજ ચેતી ભવરટણના ફેરામાં પડવાને વાસ્તી રાખ અને કોઇ પુણ્યોદયે મળેલા ઉત્તમ મનુષ્ય જન્મ પામ્યાનું સાર્થકકરીલે. તેના સબંધમાં જે કાંઇ કરીશ તેજ તારૂં છે. તેજ તને આધારૂપ થઇ પડશે અને તેજ તને મુક્તિ નગરીમાં પહોંચાડવામાં સહાયકારક થઇ પડશે. આ મુદ્દામણીક

સુખને વાસ્તે જે જે કરીશ તે 'ખધું' નિરર્થક જશે એટલુંજ નહીં પણ તે ઉલટું તને આ અનંત દુઃખમય સંસાર અનંતકાળ રઝળાવશે. આ દુનિયામાં તારૂં આવવું તે માત્ર એક મુસાફ્રી રૂપજ છે. તે મુસાફ્રી શરૂ કર્યા પેહેલાં અથવા ગ-ર્ભાવાસના અસહ્ય દુઃખથી વિરક્ત થઇ બ-હાર આવ્યા પેહેલાં તો કોણ જાણે તારા મનમાં કેવાએ સંકલ્પ વિકલ્પ થયા કરતા હશે, તે વખતે તો આ મુસાફ્રીનો કોણ જાણે કેવોએ સારો ઉપયોગ કરવો ધાર્યો હશે. તેમાં શાં શાં સારાં કૃત્યો કરવા ધાર્યાં હશે અને કેવીએ યોજનાઓ ઘડી રાખી હશે. પણ અફ્સોસ! તે સઘળા સંકલ્પ વિકલ્પ અને તે સઘળી સારી યોજનાઓ

આ ફાનીદુનિયામાં પ્રવેશ કરતાં તરતજ પા-
ણીના પરપોટાની પેઠે નાશ પામે છે, અને ફ-
રીને તે વિષેની જાણે કાંઇ કાળજીજ ન હોય
એમ જણાય છે. અરે એટલુંજ નહી પણ
એવું દુઃખ ફરીને આવશે એવું કાંઈપણ
ભાનજ રાખતો નથી. અને આ દુનિયા-
માંતો જાણે પોતાને ચિરંકાળ વસવું છે, કદી
તે છોડી જવાનુંજ નથી એમ ધારી અ-
હીંઆં બંધાયેલા સ્નેહને અજ્ઞાનદશાયે ક-
રીને તું પોતાનોજ આખર સુધી રહેવાનો
માંની તેમાંજ લબ્ધ રહે છે; અત્રે રહેવા-
ની સધવડને વાસ્તે તું એટલી બધી ગડ-
મથલ કરે છે કે જાણે આજ તારૂં રહેઠા-
ણ યાવત્ચંદ્રદિવાકરૌ રહેવાનું હોયની?
અને તેમાં સુખની પ્રાપ્તિને વાસ્તે તો તું

જેટલું કરે છે, તેટલું ઓછુંજ છે. પણ સમજકે એ બધામાં જેમ વધારે મગ્ન રહીશ તેમ તેમને ત્યજી જતાં તને વધારે કષ્ટ થવાનું અને પરિણામે ભવરટણ કરવાનું તે તો જુદુંજ; ટુંકામાં હે!આત્મા! તું આ સંસારીક માયીક મામલાથી જેમ બને તેમ જલદી અને જેટલો બને તેટલો વિરકત થવાને પ્રયત્ન કર અને જે મહાપુરૂષો, ભવી જીવો અગાઉ થઇ ગયા અને મુક્તિપદને પામી હાલ અનંત શક્તિમાં અને અનંત સુખમાં મહાલે છે તેમનો દાખલો લે, તેમને પગલે, પગલે ચાલતાં તું ભુલો પડવાનો નથી, તને મુક્તિ બંદરના રસ્તા ઉપર કાંઇ અડચણ નડવાની નથી અને છેવટ મુક્તિ બંદર ઉપર જલદી પ્હોંચી તું પણ મૂળ

સ્વરૂપે અનંત સુખમાં મહાલીશ ” વીગેરે

તથાસ્તુ!!!



# જીવની ઉત્પત્તિ.

---

હો ચેતન! તારૂ મૂળ સ્થાનક કયું? તું ક્યાંથી આવ્યો? કેવી હાલતમાં હતો? તારે માથે આ ફાની દુનિઆની મોહ જાળો કેવાં અને કેટલી તરેહની ગુંથાઇ ગઈ, અને હજુ પણ ગુંથાયા કરે છે? વળી તારા મૂળ સ્થાનકમાંથી કેવી અકામ નિર્જરાથી ઉંચે ચઢતો ચઢતો દેવતાને પણ દુર્લભ, એવો આ ઉત્તમ મનુષ્ય ભવ પામ્યો છું? એ સઘળાંનો તું સારી પેઠે ઊંડો વિચાર કરી તારૂં મૂળ સ્વરૂપ ઓળખવાને પ્રયત્ન કર. તેમ નહીં કરેતો વળી કોઈ નરસે ઉદય કરી પાછો નીચે ઊતરી જઇશ. તો તારી શી ગતિ થશે ? જેમ કોઇ ભર્યા સમુદ્રમાં મનુષ્ય

પ્રાણી ડુબતો હોય ને તેનામાં જ્યાં સુધી
જીવ હોય ત્યાં સુધી ઉપર આવે અને ની-
ચે જાય એવી રીતે બાથોડીઆં માર્યાં કરે
પણ જેને તરતાં આવડતું નથી તે બિચા-
રો કેમ બચે? તેવી રીતે હો ચેતન! તું
ખચિત વિચાર કર કે આ અસાર સંસાર તે
બીજું કાંઇ નથી પણ એક દુઃખરૂપી દ-
રિયો છે. તે હળાહળ વિષથી ભરેલો છે. તે-
માંજ તું ડુબતો બાથોડીઆં ભર્યાં કરે છે.
પણ કિનારો દેખવા પામતો નથી. કારણ કે
તારી પાસે જ્યાંસુધી સમ્યક્ જ્ઞાનરૂપી તર-
વાનો ઇલમ આવ્યો નથી, અગર તે ઇ-
લમ સંપાદન નહીં કરે ત્યાં સુધી તારે દુઃખ
રૂપી ભવ સમુદ્રમાં ડુબકીઓ માર્યાજ કર-
વાની છે તે શીવાય બીજો કાંઈ ઇલાજ નથી

આ ઉત્તમ મનુષ્ય પંચિંદ્રિપણું તું કેટલે કષ્ટે અને કેવી રીતે પામવાને શક્તિવાન થયો તે જરા શાંતતાથી સાંભળી લેઇ તે ઉપર ઉંડો વિચાર કરઃ—

જીવનું મૂળ સ્થાનક સુક્ષ્મ નિગોદમાં છે. ત્યાં તેને મહાદારૂણ દુઃખ ભોગવવું પડે છે જેની કલ્પનાજ માત્ર કરતાં કંપારો છુટે. તે નિગોદીઆ જીવને અસંખ્યાતા અને અનંતા પુદ્‌ગળપરાવર્ત્તન કરવાં પડે છે. અનંતાકાળ સુધી વળી ત્યાં તેને (જીવને) રાત્રદિવસ ફક્ત જન્મવું અને મરવું એજ ધંધો નિરંતર ચાલુ રહેલો છે; આવાં જન્મ મરણ તેને કેટલીવાર થતાં હશે? મનુષ્ય ભવમાં એકજવાર જન્મ મરણ થતાં જીવને કેટલું કષ્ટ સહનકરવું પડે છે તે સાં

ભળા' એક મનુષ્યના શરીરમાં કોઈ દેવ પ્ર-
યોગથી એક કરોડ સોય ઉની કરી એકદમ
ઘોચી હોય તેની જે વેદના થાય તેનાથી
આઠગણી વેદના એકજ વખતના જન્મ
અને મરણથી થાય છે. ત્યારે હવે વિચાર
કે નિગોદીઆ જીવને જેને આખો દિવસ
અને રાત્રી જન્મ મરણનો ધંધો છે તેને
કેટલું કષ્ટ ખમવું પડતું હશે? સાતમી નર્કનું
તેત્રીસ સાગરોપમનું આયુષ્ય છે, તે તેત્રી-
સ સાગરોપમના સમય કરવા તેના જેટલા
સમય થાય એટલી વખત તેત્રીસ સાગરો
પમને આયુષ્યે જીવ ઉપજે, તેમાં જેટલી
વેદના થાય તેનાથી અનંતગણી વેદના નિ-
ગોદના જીવને થાય છે. (એ અધિકાર ત્રૈ-
લોક્ય દિપિકાદીક ગ્રંથથી જાણવો)તે વેદના

તો ખરેખર અવર્ણનીયજ છે. તેનું વર્ણન કેવળ જ્ઞાનીઓ પણ કરી શકતા નથી કારણ કે તેમનું આયુષ્ય સંખ્યા તું છે મોટા કવીશ્વરો પ્રયત્ન કરે તોપણ પૂર્ણ રીતે કતેહ ન પામે. તેતો જેને અનુભવ થયો હોય તેનેજ ખબર પડે કે તે કેવું હશે ! પણ હે! ચેતન! તારી પણ એક વખત એવી સ્થિતિ હતી અને તારે પણ આ બધું ખમવું જ પડયું છે. સાંભળ કે તે સ્થિતિમાં તારે ઘડીએ ઘડીએ કેટલાં જન્મ મરણ કરવાં પડયાં છેઃ—

એક નિરોગી યુવાન પુરૂષ કોમળ પોયણીના બત્રીસપાનનો થોકડો મુકેલો હોય તેને એક ઝીણી સોયથી જોર કરી ઘોચે તે એક વીંધી બીજે પાને અડે તેટલામાં શ્રી-

વીર ભગવાને શ્રી ગૌતમ સ્વામીને કહ્યું કે અસંખ્યાત સમય થઇ જાય, તે અસંખ્યાત સમયની એક આવળી થાય. તેવી (૨૫૬) બસેને છપન્ન આવળીનો એક ક્ષુલ્લક ભવ થાય, તે નાનામાં નાનો કહેવાય, તેવો એક ક્ષુલ્લક ભવ નિગોદનો જીવ જીવે. હે!ચેતન! સમજકે નિગોદના જીવનું આયુષ્ય એટલું બધું અલ્પ છે.

(૪૪૪૬ા) ચાર હજાર ચારસેં સાડી છેતાળીસથી પણ વધારે આવળી થાય ત્યારે એક શ્વાસો શ્વાસ થાય તેવા એક શ્વાસો શ્વાસમાં નિગોદનો જીવ વધારેમાં વધારે (૧૭ા) સાડાસત્તર ભવ કરે અને ઓછામાં ઓછા (૧૭) સત્તર ભવ કરે. કાચી અંતર મુહૂ-ર્ત એટલે બે ઘડીમાં જુવાન નિરોગી પુ-

૩૧ (૩૭૭૩) ત્રણુહજાર સાતસેંને તોતેર શ્વાસો શ્વાસ લે, તેવા અંતર મુહૂર્ત્ત એટલે બેઘડીમાં (૬૫૫૩૬) પાંસઠ હજાર પાંચસેં ને છત્રીસ ભવ તે બિચારા નિગોદીઆને કરવા પડે. વળી એક દિવસમાં (૧૧૩૧૯૦) એક લાખ તેર હજાર એકસો નેવુ શ્વાસો શ્વાસ જુવાન પુરૂષથી થાય તે પ્રમાણે ગણતાં એક દિવસના (૧૯૬૬૦૮૦) ઓગણીસ લાખ, છાસઠ હજાર ને એંશી ભવ તે જીવના થયા. તે ગણુતરી પ્રમાણે એક માસમાં (૩૩૯૫૭૦૦) તેત્રીસ લાખ, પંચાણું હજાર ને સાતસેં શ્વાસો શ્વાસ થાય અને તે મુદતમાં નિગોદના જીવના ભવની ગણુતરી (૫૮૯૮૨૪૦૦) પાંચ કરોડ નવ્યાસી લાખ બ્યાસી હજાર અને

ચારસેં થાય. તેની એક વરસના ભવની ગણુતરી કરતાં કાંઇ પારજ આવે નહીં. એટલે (૪૦૭૪૮૪૦૦)ચાર કરોડ સાત લાખ અડતાળીશ હજાર અને ચારસેંથી વધારે શ્વાસો શ્વાસ એક વરસમાં થાય, તે પ્રમાણે તે મુદતમાં તે બિચારા નિગોદીઆ જીવને (૭૦૭૭૮૮૮૦૦) સીતેર કરોડ, સીત્તોતેર લાખ, અઠયાસી હજાર અને આઠસેંવાર અવતરવું પડે. અરે! અવતારની સંખ્યા ખરેખર ત્રાસજનક, કંપારી છુટે એવી, અને કાઇ કઠોરમાંકઠોર અંતઃકરણને પણ પીંગળાવનારી છે. એવાંજ અસંખ્યાત કષ્ટો તેં સહ્યાં છે. અને હજુ પણ સમજતો નથી. અને મનમાં અરે લાવતો નથી તો ફરી એવાંજ અસહ્ય અને ત્રાસ જનક દુઃખ તારે

માંયે આવવાનાજ. વળી હે ચેતન, આતો ફક્ત એકજ વરસની સંખ્યા આવી તેટલાથીજ કાંઇ તારો હિસાબ પતી ગયો નહીં. તું સમજતો હોઈશ કે સઘળું એક વરસમાં સંપૂરણ થઇ ચૂક્યું પણ તેમાં તારી ભૂલ છે. નિગોદમાં કેટલા વરસ રહેવું પડે છે તે સાંભળ અને સાંભળી તેનું કાંઈ સાર્થક કરઃ—

અતિ સુક્ષ્મ કાળને એક સમય કહે છે અને એવા અસંખ્યાતા સમયને એક આવળી કહે છે તે ગણુતીએ (૧૬૭૭૭૨૧૬) એક કરોડ સડસઠ લાખ સીત્તોતેર હજાર બસેં ને સોળ આવળીએ એક મુહુર્ત એટલે એક મુહૂર્ત થાય અને તેવા ત્રીસ મુહૂર્તે એક અહોરાત્રી દિવસ થાય એવા પંદર

અહોરાત્રીએ એક પખવાડીયું થાય; એ-
વા બે પખવાડીએ એક માસ થાય એવા બા-
ર માસે એક વરસ થાય છે; તે પ્રમાણે
તેવા અસંખ્યાત વરસે એક પલ્યોપમ
થાય છે, તેવા દસ કોડાકોડી પલ્યોપમે
એક સાગરોપમ થાય; તેવા દસ કોડા
કોડી સાગરોપમે એક ઉત્સર્પિણી થાય
અને બીજા દસ કોડા કોડી સાગરોપમે
એક અવસર્પિણી થાય એ બે મળી વી-
સ કોડા કોડી સાગરોપમે એક કાળચક્ર
થાય એવાં અનંત કાળ ચક્રે એક પુદ્‌ગળ
પરાવર્તન થાય અને એવા એવા અનંતા
પુદ્‌ગળ પરાવર્તન નિગોદમાં થાય તોપણ
તે નિગોદીઆ જીવની મુક્તિ થવી તો દૂ-
રજ રહી પણ તે બિચારો વ્યવહાર રાશી-

માં પણ આવવા પામે નહીં. જો કોઇ મોટા પુણ્યોદયે આવા ત્રાસજનક જન્મ મરણના ફેરા કરી મહા સંકટ ભોગવતાં કર્મ પાંચ કારણના મેળાપે પાતળાં થયાં હોય તો અકામ નિર્જરાથી નીકળવા પામે. તેમાં પણ વાંધો છે. જેટલા જીવ મોક્ષ પામે તેટલા માત્ર નિગોદમાંથી નીકળવા પામે. સિવાય વધારે નીકળે નહીં. હો ચેતન! આતો માત્ર નિગોદના કષ્ટની ગણત્રી જેવી તેવી થઈ. આવા જુલમી ભયંકર દુઃખ તો તેં ઘણી વખત વેઠયાં હશે. અને હજુ સુધી પણ શું થશે તેનો સંશય ટાળનાર જ્ઞાની વિના બીજો કોઇ નથી. પણ એટલું તો ખચીત ધારવું કે જ્યાં સુધી તેં તારા શુદ્ધ દેવગુરૂ ધર્મની ઓળખાણ ક-

રી નગી ત્યાં સુધી આ દુઃખ રૂપી અસાર સંસાર રૂપ અટવીમાં તારે ફેરાજ ખાવાનું છે. વધારામાં વખતે પાછો નીચે ઉતરી જઇશ તો નિગોદમાં પાછા જવાનો પણ સંભવ છે. અત્યાર સુધી તો માત્ર નિગોદની કથા સાંભળી. હવે જો કદી અનંતા પુદ્ગલ પરાવર્તને અકામ નિર્જરાથી ભવસ્થિતિ પરીપક્વ થઇ હોય તો નિગોદમાંથી નીકળી વ્યવહાર રાશીમાં આવવાનો જોગ બને તો ત્યાં પણ તે હાલતમાં તે જીવને માથે કેવા સંકટ આવી પડે છે તે જરા વધારે લક્ષ દઇ શ્રવણ કર:—

૧. નિગોદમાંથી એવી રીતે અનંતા પુદ્ગળ પરાવર્તન કરીને પૃથ્વી, વાયુ, અગ્નિ,

જળી વિગેરેમાં ઉત્પન્ન થયોહું; ત્યાં એકેક કાયમાં સાત લાખ યોનિમાં ભ્રમણ કરવું પડયું, તેમાં દરેક પ્રકારનું દુઃખ સહન કરીને અનંતાકાળ ચક્રે ત્યાંથી નીકળ્યો.

૨. વળી હે! ચેતન! એ પ્રમાણે ત્યાંથી નીકળી અનંત કાયમાં પ્રગટ થયો. સુરણ, આદુ, લીલીવરીઆળી, થોક ઈત્યાદી જણસો અનંતકાયની છે. તેમાં પણ ચૌદ લાખ યોનીમાં ભ્રમણ કર્યું; અને અનંતો કાળ ગાળ્યો. અને તે સ્થિતિમાં, હે! ચેતન! તું જે અનંત શક્તિવાળો, અને મૂળ આત્મ સ્વરૂપ વિચારે તો ધારે તે કરી શકે તેવો તેજ પૈસાનો બશેર, ચાર શેર વેચાયો; અરે! વેચાયો એટલુંજ નહીં પણ ઉપર માગ્યો એ અપાયો, અરે! અરે આ કેવું અં-

તિ ચિત્ત ભેદક અને વૈરાગ્ય રસ ઉત્પન્ન કર્ત્તા છે. હે! ચેતન! આમાંથી કાંઇ સમજુતી લે અને તે સમજુતીનું સાર્થક કરી તેવાં દુઃખમાં ફરી આવી પડવું ન પડે એવો પ્રયાસ કર.

૩. હવે આ મુજબ ઉપરની હાલતમાં ઘણી તરેહનાં છેદન ભેદન સહી ત્યાંથી ભવ સ્થિતિ પરિપક્વ થયે નીકળી પ્રત્યેકમાં આવ્યો, દશ લાખ યોનીમાં પરિ ભ્રમણ કરી અનેક પ્રકારનાં અગાધ દુ ખ સહી અસંખ્યાતા કાળ રહી તેમાંથી નીકળ્યો.

૪. પ્રત્યેકમાંથી નીકળી વળી બેરીંદ્રમાં ઉત્પન્ન થયો. અળસીયાં, કરમીઆ, ગાડર, મંકોડા, ચેળ, વાળા, જંતો, અથાણું, બોડા, વિગરે બેરીંદ્રિ જીવ છે તેમાં બે લા

ખ યોનીમાં પરિ ભ્રમણ કરતાં અસહ્ય દુઃ-
ખ સહી ત્યાંથી વળી નીકળવાનો વખત કે-
ટલેક કાળે આવ્યો.

૫. બેરીંદ્રિમાંથી છુટી વળી ત્રેરીંદ્રિમાં
ઉત્પન્ન થયો. ઉધઇ, જુ. લીખ, માંકડ કી-
ડી, કાન ખજુરા, વિગેરે ત્રેરીંદ્રિ જીવ છે
તેમાં બે લાખ યોનીમાં પરિભ્રમણ કરતાં
મહા અપરાધી ને હાથે અકાળ મૃત્યુ પામી
અકામ નિર્જરાયે ત્યાંથી છુટવા વખત
આવ્યો.

૬. ત્રેરીંદ્રિમાંથી નીકળી ચોરીંદ્રિમાં ઉ-
ત્પન્ન થયો. ત્યાં પણ માખી, મચ્છર, ડાંસ,
મસા, પતગીઆ, કંસારી, કરોળીઆ, ઢી-
કણ, વીંછી, ભમરા, ભમરીઓ, વિગેરે ચો-
રીંદ્રિ જીવોમાં બે લાખ યોનીમાં ભ્રમણ

કર્યું. મહા કષ્ટ કરી કેટલેક કાળે ત્યાંથી છુ-
ટવા વખત આવ્યો.

હે! ચેતન !! ઉપર પ્રમાણે બેરીંદ્રિ, ત્રે
રીંદ્રિ, ચૌરીંદ્રિ એ ત્રણે મળી જે વીગલી-
દ્રિ કહેવાય છે તેવી સ્થિતિમાં તું અંતર
મુહૂર્ત એટલે જઘન્યથી કાચી બે ઘડીના
આયુષ્યે સંખ્યાતા કાળ તેમાં રહ્યો. હવે ઉ-
પરનાં અગાધ, અસહ્ય, અતિ કઠિણ, અ-
વર્ણનીય કષ્ટો જે તારે સહન કરવાં પડયાં
છે તે યાદ લાવતાં હજુ તને કાંઇ પ-
ણ શુદ્ધી આવતી નથી? જેમ કોઇ ઘોડો
વિગેરે જાનવર હઠીલું થયું હોય ને તેને
હાંકવાને બે હદ માર પડયા છતાં તે હઠ ક-
રી ઉભું રહે છે તેમ તું પણ આવા જુ-
લમી અને દારૂણ દુઃખોથી કાંઇ પણ કંપા-

રી ન લાવતાં, તેનો ફરી સ્વાદ ચાખવો પ-ડશે તો શી વલે થશે, તેનું ભાન ન રા-ખતાં, એમ ને એમ મદાંધ થઇ હઠીલાઇ ફરી આડે રસ્તે દોરાય તો તને કેવો કહેવો?

હવે વીગલીંદ્રિ પણામાંથી મુક્ત થયા પ-છી ચૌદેસ્થાન કીઆ જીવની ઉત્પત્તિમાં તું આવ્યો. ચૌદેસ્થાન કીઆ જીવ કયા કયા છે તે જરા ધ્યાન રાખી શ્રવણ કર. (તે જીવ પંચિંદ્ર સાત આઠ પ્રાણના છે. તે સ્થિ-તિમાં ઉત્પન્ન થયેલા જીવને અડકવાથી તે જીવ બિચારો મહા ભય પામે છે. કે હાય! હાય!! મને કયાં મારવા લેઇ જાય છે; એ-વી રીતે તે અવસ્થામાં હર ઘડી ત્રાસ દા-યક ગાળવી પડે છે. જેવી રીતે મનુષ્યની ટોળી મળીને બેઠી હોય તેમાં ઓચિંતા

કોઇ મોટો બોરિંગ આવી પડે તો તે મં-ડળીને કેવો ત્રાસ થાય? અને કેવી રીતે ધાસકો પડે છે? તેવીજ રીતે તે બિચારા ચૌદસ્થાન કીઆ જીવને હર ઘડી કોઈ અ-ડકે ત્યારે મહા ત્રાસ અને દુઃખ ખમવું પ-ડે છે.) હવે ચૌદસ્થાન કયા કયા છે તે સાંભળઃ —

૧ વડીનીત એટલે ઝાડો. ૨ લઘુનીત એટલે પેસાબ. ૩ ખેળ એટલે બળખો. ૪ નાકનો સાધારણ મેલ. ૫ વાત એટલે ઉ-લટી. ૬ પીત. ૭ શુક્ર એટલે વિર્ય. ૮ લોહી. ૯ ગતજીવ કલેવર એટલે મુડદુ. ૧૦ નગર ખાળા એટલે નગરની મોટી ખાળ. ૧૧ મદીરા એટલે દારૂ. ૧૨ માંસ. ૧૩ સ્ત્રી નો સંગ કરવો. ૧૪ સર્વ જાતનાં અસુચી

સ્થાનક. ( એમ ચૌદ સ્થાનક પન્નવણાજી સૂત્રથી જાણુવા. )

ચૌદે સ્થાનકીઆની સ્થિતિમાંથી નીકળી હે ! ચેતન !! ત્રીજંચ પંચિંદ્રી દશ પ્રાણુનો જીવ થવા વારો આવ્યો. હે ભાઇ ! હે બંધવ, તને કેટલી વાર સંબોધનાર્થે શિખામણુ આપી સૂચના આપું કે તારો તો કાંઇજ વાતે આ દારૂણુ વિષ હળાહળથી ભરેલા સમુદ્રરૂપી સંસારમાંથી નીકળવાનો કાંઠો આવશેજ નહીં. અરે ! આવા જુલમી દુઃખમય, ભવ રટણુના ફેરા મારવાનું રહે તો પછી જો રાત્રી દિવસ લોહીથી મોં ખરડાયેલાંજ રહે ત્યાં એ દુઃખરૂપ દરિયાનો કિનારો આવશે એવી આશા રાખવી તે દોહીલીજ છે. વળી આવો અતિ કઠિણુ ભવ

ફેરવાથી તું કેવી ગતી સંપાદન કરવા સમર્થ થઈશ તે એક ચિત્તે શ્રવણ કરી તારૂં પોતાનું સાર્થક થાય તેમ કર. હવે ત્રીજંચ પંચિંદ્રિની સ્થિતિમાં તારે કયો કયો દેહ ધારણ કરવાથી પાપરૂપ સંચય એકત્ર કરવાનું થશે તે જો:—

જળચર.

જળમાં ઉત્પન્ન થનાર મગરમચ્છ વિગરે.

ખેચર.

આકાશમાં ઉડનાર પાંખોવાળા પંખીઓ, સીંચાણા વીગરે.

ભૂચર.

પૃથ્વી ઉપર વસનાર વાઘ, સિંહ, દિપડા, બિલાડી, સર્પ, વીગરે.

હે ! ચેતન !! ઉપર કહેલા ભવોમાં ચાર લાખ યોનીમાં પરિભ્રમણ કરીને મહા હત્યા કરીને ઘણા પ્રાણીને ભય ઉત્પન્ન કર્યો અને ઘણાનો સંહાર પણ કર્યો. વળી તે ત્રણ વર્ગના પ્રાણીમાંના પેહેલા વર્ગના જળચર પ્રાણી છે. તેમના આહારનો આધાર માત્ર જળમાં ઉત્પન્ન થયેલા નાના પ્રાણીઓ ઉપર રહે છે. કાંઠે આવે ને વખતે કોઇ મનુષ્ય અગર જનાવર વિગેરે હાથ લાગ્યું તો તેને પણ ઘસડી લઇ જઇ તેનો ભક્ષ કરે છે. બીજા વર્ગના ખેચર એટલે આકાશ ગમન કરનારા પણ દિવસે તથા રાત્રિએ આહાર શોધે છે. વાઘ, સિંહ, દિપડો વિગેરે ત્રીજા વર્ગની સ્થિતિના પ્રાણીઓ હરનીશ લોહીથી ખરડાએલાંજ રહે છે. તેમને તો પ્રાણીઓ-

ની હત્યા કરવા સિવાય બીજો કોઇ વિચાર હોતોજ નથી. સૂતાં, બેસતાં, ઊઠતાં, ચાલતાં પણ કોઈ શિકાર હાથ લાગવાનો સંકલ્પ થયાજ કરે; અને હાથ લાગે તો તેને પોતે ધરાયેલા હોય તોપણ પૂરો કર્યા વિના રહેજ નહીં. જે જીવ કોઈ અગાધ પાપના ઉદયથી તેમની ગતીમાં ગયો તો પછી નર્ક સિવાય બીજો રસ્તો તેને ઉઘાડો ભાગ્યેજ રહે. ત્યાંતો સાતે નર્કોમાં જવાની સામગ્રી એકત્ર થાય છે, અને પરિણામે આયુષ્ય પૂરૂ કરી નર્કમાં ઉત્પન્ન થવાનું થાય છે. આ નર્કોમાં પરમાધામી તરફથી જે અસહ્ય દુઃખ પડે તેતો જુદાં પણ તે સિવાય મહા મહા દારૂણ દુઃખ જે હમેશાં સાથેજ રહે છે, ઘડીભર પણ આળગાં યતાં

નથી તે દશ પ્રકારનાં છે. તે સર્વ નર્કોમાં સામાન્ય હોય છે:—

૧ અશુભ બંધન.

૨ અશુભ ગતિ.

૩ અશુભ સ્થાન.

૪ અશુભ વેદની.

૫ અશુભ ગંધ.

૬ અશુભ રસ.

૭ અશુભ ફરસ.

૮ અશુભ અગુરૂ.

૯ લઘુ અશુભ શબ્દ.

૧૦ અશુભ વર્ણ.

(ઉપરની વેદના દશ પ્રકારની લોકપ્રકાશથી તથા ભગવતી સૂત્રથી જાણવી.)

હે! ચેતન !! ઉપર કહ્યા પ્રમાણે નર્ક-

માં અનેક પ્રકારનાં અગાધ કષ્ટ સહીને અ-
કામ નિર્જરાથી ત્યાંથી નીકળી મનુષ્ય ભ-
વના ફેરામાં રઝળવાનું થયું. ત્યાં ઊંધે
મસ્તકે લટકી મહા દુઃખ ભોગવી કોઇ પા
પોદયથી નીચ ગોત્રમાં જન્મવાનું થયું. સ-
દ્ગુરૂની સેવા પણ કરી નહીં, અનાર્ય દેશ-
માં વસ્યો ત્યાં પાપ પૂંજ એકત્ર કરી વ-
ળી ત્યાંથી પાછા વળીને ચોવીસ દંડકમાં રઝ-
ળવાનું થયું. એ ચોવીસ દંડક કયા છે તે
સાંભળ.

સાત નારકીનો એક દંડક. ૧

૧૦ ભુવન. પતીના. ૧૦ દંડક ૧૦

સ્થાવર એટલે પૃથ્વી, અપ તેઉ, વાયુ અને વનસ્પતિ એ પાંચેના પાંચ દંડક. } ૫

| | |
|---|---|
| વાંગલાદિના ૩ દંડક. | ૩ |
| તિર્યંચ. ૧ | ૧ |
| મનુષ્યનો ૧ | ૧ |
| દેવના, વ્યંતર, જ્યોતીક, વૈમાનીક એ ત્રણેના. ૩ | ૩ |
| | ૨૪ |

ઉપર લખ્યા મુજબ ચોવીસે દંડકમાં પરિભ્રમણ કરતાં તારે અનંતા કાળ રઝળવું પડયું પણ પાર આવ્યો નહી. ત્યાં રઝળતાં રઝળતાં કોઇ કાળે આર્ય દેશ પામ્યો, ઉંચ ગોત્ર પામ્યો, પણ સારી લેપા રહી નહીં તેથી ધર્મ સાધન કરવાની સામગ્રી મળી નહી, તેમ છતાં સામગ્રી મળી તો ધર્મ દઢતા, આકીન રહ્યું નહીં; વ-

ળી બુદ્ધિ જે સમુદ્ર તુલ્ય છે તેનો પણ આ-
દર કર્યો નહીં, ને ત્રીકરણ જોગની એટલે
મન, વચન, કાયાની શુદ્ધિ કરી નહીં, બુદ્ધિ
પ્રમાદમાં પ્રવર્તાવી, તેથી કાંઇ સિદ્ધિ લીધી
નહીં, અને પરિણામે ભવ હાર્યો; વળી
શાસ્ત્ર ભણી પ્રમાદનો સંગ કરી વ્રત ભં-
ગ કર્યા તેથી પાછા નર્ક, નિગોદના ખાડા-
માં ડુબ્યો. વળી સમકીત રૂપી રત્ન ઘણી-
વાર પામ્યો પણ તેમાંથી કાંઇ સુકૃત ન લે-
તાં પાંચ પ્રમાદને વશ થઇ તે અમુલ્ય
રત્નને ખોઇ બેઠો. કુ દેવ, કુ ગુરૂ, કુ ધર્મ
વડે કર્મ વશ થયો, અને તેની સાથે મળવા-
થી દોષ રહીત ભગવંત ધ્યાર્યા નહીં; પંચાચા-
રના પાળનાર અને સૂત્રમાં લખેલા ગુરૂ ઓ-
ળખ્યા નહીં; દયા રૂપ જૈન ધર્મના મૂળનો મ-

મ જાણ્યો નહીં; ગાડરીઆ પ્રવાહની માફક ધર્મ કર્યો પણ ખરા અંતઃકરણથી કર્યો નહીં; તેથી પરિણામે પરમાધામીની ગતીમાં આવવું પડયું; ત્યાં નારકીના જીવને મહા અગાધ સંકટ આપી પાપપુંજની બંધાય તેટલી મોટામાં મોટી ઉપડી શકે નહીં તેવી ગાંસડી બાંધી લીધીત્યાંથી આયુષ પુરૂ કરી જળમાણસ (જળમાં માણસના આકારનો મચ્છ) થયો. તે ભવમાં પાછલા ભવના બાંધેલા પાપની ગાંસડીનો કેવી રીતે સંપૂર્ણ રીતે સ્વાદ ચાખવાનો વખત આવ્યો તે જો:—

જળમાણસના કપાળમાં એક જાતની ગોળી હોય છે તેનો પ્રભાવ એવો છે કે તે મોમાં રાખી દરીઆમાં પડે તો

સઘળું અજવાળું દેખાય તે ગોળીની લા-
લચે પારધીએ જાળમાં પકડયો અને એક
વરસ સુધી લોખંડની ઘંટીમાં નાંખી જેમ
અનાજ વીગેરે દળે છે તેમ તેને હાથે દ-
ળાયો; કોઈ વખતે વૈમાનિક દેવતાના ભવ
માં પણ ઉત્પન્ન થયેલો ત્યાં વિષયમાં લબ્ધ
રહી, બીજુ કાંઈ ન કરતાં તેજ તૃષ્ણા પુ
રી પાડવાને મથન કરતાં, પરસ્ત્રીઓનું સે-
વન કર્યું. વિષય સુખ તે ખરેખરૂં વિષ હ-
ળાહળજ છે. તેનાથી કોઈ અસંખ્યાત જી-
વોની હાની થઇ છે અને અસંખ્યાત જી-
વોને ભવરટણના ફેરામાં ભમવું પડયું છે.
એવી રીતે તે ભવમાં પણ કાંઈ સાર્થક ન
કરતાં તેને એળે ગાળ્યો, અને અશુભના
ઉદયે કરીને એક ઈંદ્રીમાં પાછો ફર્યો. અરે

રે ! આ કેવું ત્રાસજનક ? કેવું કંપારી છુ-
ટાડનાર? અને કેવું શોકજનક કહેવાય ? મ-
હા પ્રયાણે એક ઇંદ્રીમાંથી છૂટતાં છૂટતાં આ-
ટલે સુધી ચઢી શુભના બાંધવાને બદલે અ-
શુભના બાંધ્યા તો પાછા નવાણુંના ફેરામાં
પડવાનું થયું. પાછું એટલુંજ દુઃખ, એટ-
લોજ ત્રાસ અને એટલોજ વિલાપ તારે શી
ર રહ્યો. હે ચેતન !! આતે શું કહેવાય ?
તારે માથે આ કેટલું બધું કહેવાય ? હજુ
પણ સાર્થક નહીં કરે તો પાછું એનું એજ
છે. તારો આરો ક્યારે આવવાનો અને મૂ-
ળ સ્વરૂપ ક્યારે પિછાનવાનો ? ભાઈ, હવે
તો બહુ થયું; હદથી જ્યાદે થયું ? હવે તો
કાંઈ સાર્થક કરી લે અને કાંઈક પણ અવતાર
સફળ કર. આ ઉત્તમ મનુષ્યભવ, આર્ય-

દેશ, સુગુરૂની જોગવાઇ, શ્રીજગચ્ચિંતામણી જૈનધર્મ, અને આત્મ સ્વરૂપ ઓળખવાનો આ ખરેખરો પ્રસંગ ક્યારે મળવાનો ? મનુષ્યભવ મેળવવાને દેવતાઓ પણ આકાંક્ષા રાખે છે; અને તે દશ દૃષ્ટાંતે મળવો દોહલો કહ્યો છે તે દશે દૃષ્ટાંત કયાં કયાં છે તે જોઃ—

૧ ચુલાનું દૃષ્ટાંત

૨ પાસાનું દૃષ્ટાંત

૩ ચોવીસ જાતના ધાનનું દૃષ્ટાંત

૪ જુગટાનું દૃષ્ટાંત

૫ રત્નનું દૃષ્ટાંત

૬ સ્વપ્નનું દૃષ્ટાંત

૭ ચક્રનું દૃષ્ટાંત

૮ કાચબાનું દૃષ્ટાંત

૯ ધુસર તથા ખીલીનું દૃષ્ટાંત
૧૦ પરમાણું છેદનું દૃષ્ટાંત

ઉપરનાં દૃષ્ટાંતો નય ઉપનય વિસ્તાર સંહીત "આવશ્યક સૂત્રની ૨૨ હજારી ટીકામાં કહ્યાં છે તથા" ઉત્તરા ધ્યયનજી પ્રમુખમાં કહ્યાં છે; આમાંના દરેક દૃષ્ટાંત યથાસ્થિત સમજવાને દરેક ઉપર કથાઓ આપી પૂર્ણરીતે સમજાવેલાં છે, પણ તે સઘળી કથાઓ અત્રે ટાંકવાથી લંબાણનો દોષ આવી જાય તેથી આ ઠેકાણે એ મોકુફ રાખી. હે ચેતન ! તને ફરીને અને છેલ્લી વારની શીખામણ આપું છું કે નીચે લખેલો પશ્ચાતાપ તથા પ્રાર્થના તારે દરરોજ પ્રાતઃકાળમાં ઉઠતાં તરતજ કરવી કે જેથી તારા ઉપર કાંઇ પણ અસર થાય અને તેથી તું આ ઉ-

નમ ભવ એળે ન ગાળતાં તેનું કાંઇ સાર્થક કરેઃ—

અરે! હવે, મારી શી ગતિ થશે, મેં હરેક પ્રકારનાં કેટલી તરેહનાં દુઃખ, સંકટ સહ્યાં છે, કેટલા ફેરા ભવરટણના કર્યા હશે અને કેટલા શુભના ઉદયથી આ ઉત્તમ દશ દૃષ્ટાંતે દોહલો મનુષ્ય ભવ પામ્યો છું. તે પામીને પણ શું? જો કદી કોઇ અનાર્ય દેશમાં જન્મ લીધો હોત તો શી વલે થાત? આર્યદેશમાં, ભરતક્ષેત્રમાં જન્મીને પણ શું? ભરતક્ષેત્રમાં બત્રીસ હજાર દેશ છે તેમાં જે ઠેકાણે સુદેવ, સુગુરૂ, તથા શ્રીવિતરાગનો ભાખેલો ધર્મ તથા શ્રાવક, શ્રાવિકા, વિગેરે તમામ જૈનમાર્ગની સામગ્રી હોય તે આર્ય દેશો કહેવાય, અને તેવા આર્યદેશ સાડી પ-

ઓસજ છે. જ્યાં ઉપર લખેલી સામગ્રી ન હોય તે અનાર્ય દેશ કહેવાય. તેવા અનાર્ય દેશ એકત્રીસ હજાર નવસેંને સાડીચોંઓતેર છે. એવા સર્વ મળીને બત્રીસહજાર દેશ ભરતક્ષેત્રને વીષે છે. હવે બધા દેશોમાંથી પૂર્વે કરેલા પુણ્યના ઉદયથી આ આર્ય દેશ પામ્યો તેમાં પણ જો કોઈ નીચ કુળ માં જેવા કે મચ્છી, કસાઈ, પારધી, વિગરે એવા નિર્દય મનના કઠોર અંતઃકરણના મનુષ્યોમાં જન્મ થયો હોત તો શું કરી શકત? આ ભવ એળે ગાળવાનીજ સઘળી સામગ્રી મળત. સિવાય અન્ય કાંઈ મળત નહિ. તે બધી અડચણો ટાળી મેં આર્યદેશમાં ઉત્તમ શ્રાવક કુળમાં, શ્રી જગચ્ચિંતામણી જૈન ધર્મને આશ્રયે જન્મ લીધો.

તોપણ હજુ જો મને કોઈ તરેહની અંગ ખોડ હોત તો મારૂં શું વળત! શરીરે બરાબર નિરોગીપણું રહે, તેતો ખરેખરી રીતે પરભવ જીવ દયા પાળી હોય ત્યારેજ નહીંતો નિરોગી રહેવું ચાલતા જમાના પ્રમાણે દુર્લભ છે. કદી કાને બેહેરો હોતતો શ્રીજીનરાજના. અમૃત તુલ્ય વચનોનું પાન ગુરૂજીની મારફતે શી રીતે કરી શકત? જો આંખે આંધળો હોત તો તરણ તારણ ઝાઝ સમાન, ત્રણ જગતના આધાર, ચિંતામણી રત્ન તુલ્ય એવા જે જીનરાજ તેમના દર્શનનો લાભ શી રીતે લેઈ શકત? વળી જો પગે કાંઈ ખોડ હોત તો ચાલીને જીનરાજના દર્શન કરવા; અગર ગુરૂજીની સુધા તુલ્ય વાણી શ્રવણ કરવાનો લાભ ક્યાં-

થી મળી શકત? જો કદો પૂર્વે બાંધેલા કો-
ઇ કર્મને લીધે મને જીભની ખોડ હોત તો
હું શ્રી જીનરાજ મહારાજની સ્તુતી કરવાને
શી રીતે શક્તીવાન થાત ? જો કદી કોઇ
જાતના રાજરોગ જેવા કે ભગંદર, રક્તપી-
ત, કોડ વીગેરે એવા ઘણી જાતના અસુચી
ભરેલા છે તેમાંનો કોઈ વળગ્યો હોત તો
અશુચીને લીધે ધર્મ કાર્યને વિષે ઘણોજ અં-
તરાય પડત. હવે આ ઉપરની સઘળી અ-
ડચણો દુર કરી મનુષ્ય ભવમાં, ઉત્તમ શ્રા-
વક કુળમાં, નિરોગીપણે, પુરૂષ તરીકે અ-
વતાર લીધો તે મહા પુણ્યોદયથીજ. હવે
ફરી એવુ સુખ મળશે કે પાછા દુઃ-
ખરૂપી સંસાર અટવીમાં ફેરા ખાવાનું અને
કષ્ટ ખમવાનું રહેશે તે હવે જે કાંઈ સુ-

કૃત અત્યારે હું કરીશ તેના ઉપરજ આધાર રહેવાનો; વાસ્તે હવે કમ્મર બાંધી પાપરૂપી બંધાયેલા બંધનમાંથી જેમ બને, તેમ મુક્ત થવું અને ફરીને નવાં કર્મ બને ત્યાં સુધી ન બંધાય એવી રીતે મારે પ્રવર્તવું જોઇએ. તેમાંજ મારૂં સાર્થક થવાનું તે વિના બીજું કાંઈ નથી. શ્રી વીતરાગના દર્શન દરરોજ કરવામાં જે પ્રમાદ થાય તે હવે મારે હાંકી કાઢવી જોઇએ; શ્રીગુરૂજીની સુધાસમ વાણી સાંભળવાને હમેશ હવે મારે તત્પર રહેવું જોઈએ અને જ્યાં આડ કથા અથવા નિરર્થક આડા અવળા તડાકામાં વખત ગળાતો હોય ત્યાં મારે થોભવું ન જોઇએ. કારણ કે આ જીંદગી અલ્પ છે અને તેનો ભરોસો નથી. એવી રસ કથાઓમાં

અને નિંદકવાતો કરવામાં મારો કાંઇ દહાડો વળવાનો નથી. તેમાં મારે બિલકુલ ચિત લગાડવુંજ ન જોઇએ. સર્વે સાથે સમભાવે વર્તવું જોઇએ અને હમેશાં નિચે લખેલા શ્રી જીનરાજના નામની સ્તુતિ કરવી જોઇએ. તેમાંજ મારૂં કલ્યાણ છે.

આબુ. અષ્ટાપદ, ગિરનાર, સમતશિખર, શત્રુંજય ગિરિસાર; પંચે તીરથ ઊત્તમ ઠામ; સિદ્ધિ ગયા તેને કરૂં પરણામ. પ્રભુ નામ મંત્ર રૂપ છે; જેમ મંત્રથી રોગ મટી જાય, ઝેર ઉતરી જાય, તેમ પ્રભુ નામથી મિથ્યાત, અવરત જોગ, કષાય કર્મ વિગરે રોગ સર્વ મટી જાય, પ્રભુનામ:—

કેવળજ્ઞાની, નિર્વાણી, સાગર, મહાજસ, વિમલ, સર્વાનુભુતી, શ્રીધર, શ્રીદત્ત, દામો

દર, સુતેજ, શ્રીસ્વામી, મુનીસુવ્રત, શુભ-
ગતિ, શિવગતિ, અસત્તાગતિ, નમિસર, અ-
નિલ, જસોધર, કૃતાર્થ, જીનેશ્વર, શુદ્ધમ-
તી, શીવંકર. શુભદીન, સંપ્રતી, અતિત કા-
લે થઇ ગયા તે સરવેને મહારી અનંતિ કો
ડાકોડ વાર ત્રિકાલ વંદના હોજો.

ઋષભ, અજીત, સંભવ, અભિનંદન, સુમતી, પદમપ્રભ, સુપાર્શ્વ, ચંદ્રપ્રભુ, સુ-
વિધી, શ્રેયાંસ, વાસુપૂજ્ય, વિમળ, અનંત
ધર્મ, શાંતિ, કુંથુ, અર, મલ્લી, મુનિસુવ્ર-
ત, નમી, નેમીનાથ, પાર્શ્વનાથ, અને શ્રી
વર્ધમાનસ્વામી, જે રીતે તમે શાંતી પામ્યા
તે રીતે સરવે જીવને શાંતિ કરો એજ મા-
રી પ્રાર્થના છે.

પદ્મનાભ, સુરદેવ, સુપાર્શ્વ, સ્વયંપ્ર-

ભુ, સર્વાનુભુતિ, દેવસુત, ઉદયનાથ, વેડાલ, પોટીલ, સતકીર્ત્તિ, સુવ્રત, અમમ, નીકેસાય, તીપુલાક, નિર્મમ, ચિત્રગુપ્ત, સમાધી સંવર, જસોધર, વિજયદેવ, મલ્લજીન, દેવજીન, અનંતજીન, ભદ્રંકૃત, એ ચોવિશે પ્રભુ થશે તેમને મારી અનંતી કોડાકોડવાર ત્રિકાળ વંદના હોજો.

શ્રીમંધર, જુગમંધર, બાહુ, સુબાહુ, સુજાત, સ્વયંપ્રભુ, વૃખભાનન, અનંતવીર્જ, સુરપ્રભુ, વિસાલનાથ, વ્રજધર, ચંદ્રાનન, ચંદ્રબાહુ, ભુજગનાથ, નમિસર, ઇશ્વર, વિરસેન, દેવજસા, માહાભદ્ર, અજીતવીર્જ, એ વિશે વિહરમાનને અનંતિ વાર ત્રિકાળ વંદના હોજો. અતિત અનાગત અને વર્તમાનના બોતેર તિર્થંકર, વિશ વેહેરમાન, રિખભાનન,

ચંદ્રાનન, વારિખેણ ને વર્ધમાન એ છન્નુ જીનને મારી ત્રિકાળ વંદના હોજો.

છેવટે દરેક સ્થળે જ્યાં જ્યાં પાનામાં, પુસ્તકમાં, રત્નમાં, જમીનમાં, શાશ્વતાં અને અશાશ્વતાં જીન બિંબ હોય ત્યાં તેમને માહારી અનંતી કોડાકોડ વાર ત્રીકાલ વંદના હોજો.

---

## ગરબી. ૧

### સિંધુરાબરવો—ગરબી. ૧

(સારૂં સારૂં રે સુરત શહેર૦—એ રાહ).

કે' કે'ને જગમાં કોણુ? ચેતન! તારૂં રે.
મુરખ! માનીને મુક મારૂં તારૂં રે-એ ટેક.
સ્વારથ સારૂ સૌ તુજ સંગે,
રંગે આવી રમતાં રે,
સર્યે અરથ પર કે પોતાનાં,
વેગે વેગે વળતાં—
ચેતન ! તારૂં રે૦—૧
નિજ અરથે [1]જંપે [2]જનનીજી,
'બેટા ! આવો બેસોરે',
'જી! જી !' કહીને કે'શે જુવતી,

---

૧ બોલે—કહે. ૨ માતાજી.

'સ્વામિ ! બીડલું લેશો'—
ચેતન ! તારૂં રે૦—

'બેટા !' કહી બોલાવે બાપા,
'ભાઈ !' ભાખે [1]ભગનીરે,
સ્વારથ સરતાં અળગાં સૌ જન,
જોજો માયા જગની—
ચેતન ! તારૂં રે૦—૩

હાથી [2]હય કે [3]હેમ હવેલી,
વનિતા વિષની વેલીરે,
સાથી થાવા ધનને સારૂ,
ધાતી આવે વે'લી—
ચેતન ! તારૂં રે૦—૪

નર જો હોશે [4]જરથી ધર તો,
વળગ્યાં રે'શે વા'લાંરે,

---

૧ બેન. ૨ ઘોડા. ૩ સોનું. ૪ પૈસે ટકે.

ચોમાસે નદીઓની પાસે,
આશે વળતાં નાળાં—
ચેતન ! તારૂં રે૦—૫

નહિ કંઇ સાથે આવે [1]દમડા,
જમડા જ્યારે ઝાલેરે,
કરવું ધારે કરજે હમણાં,
[2]સમણાં આખર સાલે—
ચેતન ! તારૂં રે૦—૬

રડા રોળ ઘર એક કરાવે,
એક ઘર મંગળ માળરે,
હા ! હા ! કપટી કામણગારો,
કેડે લાગ્યો કાળ—
ચેતન ! તારૂં રે૦—૭

ઇન્દ્રજાળ સમ જગને જાણી,

---

૧ પૈસા—ધન. ૨ સ્વપ્નાં.

સંત ચરણુ જના! સેવોરે,
જૈન પ્રવર્તક શેવક જન સૌ,
માગે મુગતિ મેવો—
ચેતન ! તારૂંરે.—૮

---

## પદ ૨.

### રાગ પીલૂ.

(કરૂણા નજરથી પ્રભુજી કૃપાળુ૦—એ રાહ)
સાંભળ શાણા ! સ્નેહ ધરીને
જોને જીણુંદને હર્ષભરીને. સાં૦—એ ટેક.
માન ક્રોધને મત્સર [1]માયા
તે સહુને વળી દૂર કરીને. સાં૦ ૧.
પરનિંદાને મુકી દૂરે,
પૂરે મને ભજ ભાવ ધરીને. સાં૦ ૨.

---

૧. કપટ.

[1]ત્રિકરણ શુદ્ધે પૂજી પ્રભુને.
લ્યો સુખ અચળ શીવનારી વરીને. સાં૦ ૩.
પૂજ્યા થકી ભવસાયર[2] તરશ્યો,
વર્તશો જો ભવ ભયથી ડરીને. સાં૦ ૪.

---

## પદ ૩.

(ફંગનવા મોરા કરસે.—એ રાહ).

પ્રભુજી ! હુંતો પૂજું તમને પ્રેમ ધરીરે
પુંજુ ધરીને પ્રેમ તારો રાખીને રહેમ.—
પ્રભુ૦—એ ટેક.
મોહન [3]મૂરત તારીરે, લાગે મને પ્યારીરે,
પ્રભુજી મારા વા'લા, કરૂં છું કાલાવાલા,

---

૧. મન, વચન અને કાયા. ૨. ભવ રૂપી સાગર. ૩ મૂર્ત્તિ.

દર્શન આપીને [1]પરસન કરો દુઃખ હરીરે-
પ્રભુ૦ ૧

મનુષ્ય જન્મ પામીરે, જોગવાઇ નવ જામીરે,
તિર્યંચે હું રડવડીઓ, જોતાં તું નવી જડીઓ,
ભવસાગરમાં પડીઓ, હડીઓ હા ! હા !
કરીરે.—પ્રભુ૦ ૨

કુકર્મો કાંઈક કીધાંરે, દાન નવ દીધાંરે,
લીધાં ધન કંટક તણાં, રાખી નહિ કાંઇ મણા,
રોવાડયાં જણાં ઘણાં, ધન હરી હરીરે.—
પ્રભુ૦ ૩

જાણ્યું નહિ કાંઇરે, સંસાર સાગર માંહીરે,
મનમાં મુઝાઉં ઘણો, આરો નહિ પાપ તણો,
શરણે છું નાથ હાથ ઝાલો, મોદ ધરીરે—
પ્રભુ૦ ૪

---

૧ પ્રસન્ન.

તારક પદ તારૂં રે, મનમાં હું તે ધારૂં રે,
સિદ્ધારથ તુજ તાત, નંદીષેણુજી ભ્રાત,
ત્રિસલાના જાયા, પાયા સુખ શીવ વરીરે-

પ્રભુ૦ ૫

---

## પદ ૪.

### ગજલ—ભેરવી

[દયાળુ દેવ ! કૃપાળુ તું—એ રાહ]

અહા ! હા ! શી દીસે [૧]સુરતી
પુજકના પાપ [૨]પ્રલે કરતી-અહા ! હા ! ૧
તું [૩]વીણુ મનડું ન મુજ રાચે[૪]
કહુંછું જીનજી [૫]સાચે—અહા! હા ! ૨
ગંગા જળમાં જે નર નહાવે

---

૧ સુરતી—ચેહેરો. આકૃતિ ૨ પ્રલે—બાળતી. ૩ વિણ—વીના. ૪ રાચે—ખુશી થાય. ૫ સાચે—ખરેખર.

ખાઓચીએ શું ખુશી થાવે!–અહા! હા! ૩
સતી શું સ્વામીને છોડી
રમે પ્રીત યાર શું જોડી?–અહા! હા! ૪
મારૂં મન [1]લીન તુજ માંહિ
મગન જ્યમ [2]મીન જળમાંહિ. અહા! હા! ૫
રણે [3]રાતા તે વીર કહાવે
માહાવીર તુજ નામ જગગાવે–અહા! હા! ૬
જીત્યો તેં કામને સ્વામી
નમું છું નાથ શિર નામી. અહા! હા! ૭
મુરત તારી મોહન શોભે
જોઇ કામદેવ પણ થોભે–અહા! હા! ૮
પ્રવર્તક પ્રેમથી પ્રણમે
તારોને નાથજી અમને. અહા ! હા ! ૯

---

૧ લીન—ગુંથાયેલુ  ૨ મીન-માંછલું.
૩ રાતા—બહાદર

## પદ ૫.

[લેલી લેલી પુકારૂં મે બનમે.—એ રાહ]

જોયા જેવી જીવ તમારી,
ગતિ અંતે નિશ્ચે થનારી—એ ટેક
ચતુરાઇ ચુલામાં પડી,
પ્રભુને સમર્યા નહિ ઘડી.—
જન્મી લાભ તમે શો લીધો,
ધંધો ખોટ તણો ભાઇ કીધો.—૧
વિષયે ઘણો ઘણો તું મહાલ્યો,
આપે અવળે મારગ ચાલ્યો;
પરનારી પેખીને મોહ્યો,
ભેદ કદીએ તપાસી ન જોયો.—૨
ઉંચાં ઉંચાં મંદિરને મેઢી,
ચાલે નામ તારાની પેઢી;
લાખે લેખાવળી તું કરતો,

જીન નામ તે મનમાં ન ધરતો.—૩
દેવગુરૂની ભક્તી ન કીધી,
દાન દીનને પાઇ ન દીધી;
આવ્યો એવો તું છુંરે જવાનો,
ખરેખાત નથી તું રહેવાનો.—૪
જોને ગયા લખેશરી લાખો,
હોય પત્તો તો કોઇનો ભાખો;
મેદી માળને મોટા ઝરૂખા,
મુકી ચાલ્યા માનના ભુખ્યા.—૫
સાથે ગયું ન કોઇથી જવાનું.
એતો થાય છે તેજ થવાનું;
ચેતી લેજે ચેતન મારા પ્યારા,
હાલ નહિતો બુરા છે થનારા—૬
જગદીશને ચરણે નમજે,
રૂડી રીતે ઇદ્રિઓને દમજે;

ડાહ્યો થઇને ભજ પરમેશ,
થાસે અંતે પછી ખાસૂં એસ.—૭

---

## પદ ૬.

(કહાં પાત્રું, કહાં પાત્રું યાર.—એ રાહ).

કયાં ભમો કયાં ભમો યાર—ભલાજી તમે૦
એ ટેક.

દેહ દોહલી મેળવી આપે,
ખાલી વીંઢાળો ભાર. ભલાજી-૧
જુઠી જગતની માયા જાણો,
ઓળખો સાર અસાર. ભલાજી-૨
માત પિતા બંધવને ભગિની,
નહિ કોઇ સાથી થનાર. ભલાજી-૩
ધુતી ધુતી ધન ભેળું કીધું,
માટી સાથે મળનાર. ભલાજી-૪

શેઠ કેહેવાયો કરી ધન ભેળું,
કર્યા ઘણા સાથે ખાર. ભલાજી–૫
દેવ દ્રવ્યને ઓળવી આપે,
ખાસો રહ્યો ખબરદાર. ભલાજી–૬
માતા માવડીની માનતા રાખી,
હોમ કીધા બે ચાર. ભલાજી–૭
ધર્મીનું નામ ધરાવ્યું પોતે,
હતો કર્મીનો સરદાર. ભલાજી–૮
જીનજી જાપ જપ્યો નહિ એક દીન,
ઢોંગે રીઝાવી પરનાર. ભલાજી–૯
આવ્યા તેવા જવાના આપે,
માટે રહો ખબરદાર. ભલાજી–૧૦
સેવા શ્રી જીનરાજની કરીને,
પામો આ ભવનો પાર. ભલાજી–૧૧

---

## પદ ૭

(છોડી બામનકી, છોડી બામનકી–એ રાહ)

જીવ જંજાળી, જીવ જંજાળી;
જાગીને તું જરા કરને વિચાર,–એ ટેક.
સૂતો શું સોડ તાણી જાગને જરા;
જાશે જોબનને થાશે જરા. જીવ૦
ફુલ્યો ફુલ્યો તું ફરે સંસારની માંય,
મથ્યા મથી મરે મૃગજળ માંય. જીવ
વાંકી શું મુછ રાખી ફાંકડો ફરે,
પટીઆં પાડી નહિ કોઇથી ડરે. જીવ૦
રાંકડાને રોવરાવી ધન તું ધુતે,
લાવી ઝપાટે લોકને લુંટે. જીવ૦
જીનજી પૂજા કોરે કરી,
નમાવે શીશ બીજાને જઇ. જીવ
કાળ ઝપટમાં ઝાલશે તને,

ન લાગે વાર હું તો કહું છું ખરે. જી૦
ડહાપણ ડોળવું મુકી તું દઇ,
જોજે જીનજી ભાવે જઈ. જી૧૦

---

## પદ ૮

(કુંવરી કુંવર મારા લાડકા—એ રાહ).

ડાક ડમાક[1] છોડી ચાલવું,
ધોલ વાગશે સહિ;
હાડ જશેરે તુટી જીવડા,
લાગ મળશેરે નહિ. ડા૦-૧
ભાર વહિ વહિ વૈતરા,
સાર[2] ભેગું'રે કીધ;
ઇજત ખોઇ ઘડી એકમાં,
જો હાથે 'નવ દીધ. ડા૦-૨

---

૧ સંસાર સબંધી ઉપાધી. ૨ પૈસો, દોલત.

જાણ્ જરૂરરે જીવડા,
નથી તારૂંરે કોઈ;
દેહ નથી તારી તાહરી,
માટે ચાલજે જોઇ. ડા૦—૩
માત પિતા[1] બંધવ વળી,
મામા મામીને ફોઈ;
મુખ વિકાસીને બેસશે,
રહેશે બે ઘડી રોઇ. ડા૦—૪
કાકા કાકી ફુઆ ફાલતુ,
મિત્ર પુત્ર પરિવાર;
હાહા! હુહુ કરી નાચશે,
માટે રહે ખબરદાર. ડા૦—૫
ચકલા તે સુધી વળાવીને,
વળશે નાર નારીસાથ[2];

1 ભાઇ ભાંડુંઓ. 2 સમુદાય.

પુરૂષ લઈ સમશાનમાં,
બાળશે હાથો હાથ. ઢા૦—૬
[1]દશ દ્રષ્ટાંતે દોહિલી,
કહિ સૂત્રે જેહ;
[2]નદી પાષાણ ન્યાયે કરી,
પામ્યો મનુષ્ય[3] દેહ. ઢા૦—૭
આરજ[4] ક્ષેત્ર પામ્યો વળી,
પામ્યો સમકિતી કુળ;

---

१ चुंल्लग, पासगधन्ने, ॥
जुये, रयणेय, सुमिण, चक्केय
चम्म, जुगे परमाणु ॥
दशदिट्ठंतामणुअलंभे ॥ १ ॥
૨ જેમ નદિમાં અથડાતાં પથ્થર ગોળ થાય છે તેમ. ૩ મનુષ્ય સબંધી, ૪ આર્ય.

હવેરે સુકૃત[1] કર જીવડા,
નહિતો થાશે એ ધુળ. ડા૦-૮
માટે કહ્યું મારૂં માનીને,
ડાહ્યું રાખીને મન;
ભજ[2] શ્રીપંચ પરમેષ્ટીને,
જે છે સાથેનું ધન. ડા૦-૯

---

## પદ ૯

(ધિઃક યુવા ધિઃક મુજને-એ રાહ)
જો જો વિચારીને જીવડા,
હૈયું રાખીને હાથજી,
જાણ જરૂર છે ચાલવું,
[3]માલવું ન સંસારજી. જો જો૦ ૧

---

૧ સારૂં કામ, ૨ સ્મરણકર. ૩ મોજ મજા કરવી.

તન છે રંગ પતંગનો,
મિથ્યા [1]મથી મારે આપજી;
સુત[2]વીત[3]દાર સગું નહિ,
નહિ માયને બાપજી. જો જો૦ ૨
ત્રણ ગતિ તનની કહિ,
પાળો પોખો વિધે લાખજી;
નરક થાય કીડા પડે,
થાય અંતે વા ખાખજી. જો જો૦ ૩
કંકુ કેસરને કસ્તુરી,
અત્તર અનોપમ સારજી;
ચરચે જે તું અંગને,
[4]ખોરશે મુકી ભારજી. જો જો૦ ૪
હાથે કર્યું સાથે આવશે,

---

૧ મહેનન કરે. ૨ પૈસો. ૩ સ્ત્રિ—બાયડી.
૪ તે અંગને (શરીરને) ખોરશે.

ફાવશે નહિ કંઇજી;
ફુલ્યો ફરે છે સંસારમાં,
ફાં ફાં મારીશ ત્યાંઈજી. જો જો૦ ૫
મનને ડાહ્યું રાખીને,
તન અર્પીને ઈશજી;
ધનની દોડ દૂરે કરી,
નામ જીનજીને શિશજી. જો જો૦ ૬

---

## પદ ૧૦

(રાજા પી લે દારૂડા—એ રાહ)

રાગ માઢ.

ભજ ભાન ભજી ભગવાન તું માનવા! મા-
ન મુકી જરા; માન મુકી જરા—માનવા!
માન૦ ભજ૦—એ ટેક.
ધસમસતો ધાએ ધન માટે,

નાચે નીરખી નાર,
સાર શું એમાં શાણા માણો,
જાણો એ જોખમકાર. માનવ ! ૧
કાખમાં ઘાલી ધોતી પોતી,
પોતે પર [૧]આગાર;
મોહ માયા તણી લાલચે લાગી,
કેમ ઘુમેરે ગમાર ! માનવ ! ૨
રામા રંજન મંજન અંજન,
મશી કશી શિશ પાઘ;
ફાગ ગાએ જન રાગ રૂડામાં,
લાગે [૨]લલાટે ડાઘ. માનવ ! ૩
'રામા રામા ધન ધન' કરતો,
ફરતો ફરે દશ દીશ,
શ્રી જગદીશને શીશ[૩] નમાવા,

૧ ઘર. ૨ કપાળે ૩ માથું.

[1]મિથ્યા બતાવે મીશ. માનવ ! ૪
લાખોને શાખા વિતાડી,
મારી જુડી પાડી ધાડ;
રોવાડી રાંક રે ! કાંક અનાડી,
ધન ધર્યું ખણી ખાડ. માનવ ! ૫
અણી આવ્યે નહિ કોઈ ધણી રણી,
રમણીકે ખણી ખાડ;
આખર ખાખર વાશી થાશો,
લાલ બનેલ લબાડ. માનવ ! ૬
રાખ થયા કંઈ રાંક કે રાજા,
સાખ પુરે સંસાર;
જૈન પ્રવર્ત્તક દાસ દયાનિધિ!
કેણુ તણો અધિકાર. માનવ ! ૭

---

૧ ફોગટ, જુઠાં.

# અગાઉથી આશ્રય આપનાર ગ્રાહકોનાં નામ.

## વીરમગામ.

૧૦ અમીચંદ નાથાભાઇ.

૧૧ સા. ભભુ ડાહ્યાની મારફત.

૧ સા. ભૂધર વખતચંદ.

૧ સા. રંગજી લખુ.

૧ સા. પીતાંબર ગણેશ.

૧ દોશી. ઓધા પીતાંબર

૧ દોશી. મુળચંદ અમીચંદ.

૧ દોશી. પરસોતમ વાલજી

૧ સા. હઠી ઘેહેલા

૧ વોરા. વીરચંદ જેમલ

૧ વોરા. ટોકર જુઠા
૧ સા. કેવળ માવજી
૧ સા. જીવણજી ભાણજી
૧૦ દોશી. વેલશી વીરચંદ.
૩ દોશી. પુંજાભાઇ દીપચંદ
૩ સા. ખેમચંદ મોહોકમચંદ
૧ શેઠ. ડોશાભાઈ વીરજી
૧ પારેખ. ત્રીકમદાશ હરચંદ
૧ સા. છોટાલાલ તલકચંદ
૧ દોશી. મગનલાલ સાંકળચંદ
૧ સા. દામરસી પરશુદાશ વીરજી
૧ દોશી. પ્રભુદાસ રવચંદ
૧ સા. અમથા કપુરચંદ
૧ સા. ફુલચંદ મલુકચંદ
૧ સા. અમરતલાલ તલકસીભાઈ

૧ પીતાંબરદાસ રવચંદ.
૧ સંઘવી. વેલશી ભૂધર
૧ સા. નાથાભાઈ ખુશાલ
૧ સા. હકમચંદ ગોવીંદજી
૧ સા. ફત્તેચંદ ભૂલાભાઇ
૧ સા. અમીચંદ હરજીવન
૧ સા. હરચંદ જેએચંદ
૧ સંઘવી. નગીનદાશ હરજીવન
૧ દોશી. લલુ માવજી
૧ સા. ઝવેર બેહેચર
૧ ઝવેરી. માણેકચંદ જેઠા
૧ ઝવેરી. મગન અમીચંદ
૧ સંઘવી. પોપટ વખતચંદ
૧ સા. હકમચંદ શાંતીદાસ
૧ ગાંધી. ત્રીકમ બેહેચર

૧ સા. મોતીલાલ ગુલાબચંદ
૧ સા. ચતુરદાશ જેઠાભાઇ
૧ સા. લલુ વેહેલાભાઇ
૧ સા. લલુ નહાનચંદ
૧ વોરા. ગણજી મલુકચંદ
૧ કપાસી. સવચંદ કશળચંદ
૧ સા. ગણુપતલાલ શીવલાલ
૧ સા. તલકસી કરમચંદ
૧ સા. માણેકચંદ પીતાંબરદાસ
૧ સા. ખેમચંદ હરજીવન
૧ સા. છગનલાલ ડુંગરશી
૧ સંઘવી. જગજીવન કાળીદાસ
૧ સા. રતનચંદ નહાલચંદ.
૧ સા. ઉમેદ પીતાંબર.
૧ સા. નથુ મોતીચંદ.

૧ સા. મગનલાલ.
૧ સા. દલીચંદ ભગવાન.
૧ સા. ડોસા હઠીસંગ.
૧ સા. વરજલાલ પરભુ.
૧ સા. ગોવીંદજી દેવચંદ.
૧ સંઘવી રાઅચંદ લાડકચંદ.
૧ મણીઆર કેવળ પાનાચંદ.
૧ વકીલ. પાનાચંદ મકનદાસ.
૧ સા. કેશવલાલ તલકસી.
૧ સા. પ્રેમચંદ ગણજીભાઈ.
૧ સા. ઉજમસી ખેમચંદ.

**વીરમગામના પરામાંથી.**

૧ સા. લલુ પરશોતમ
૧ સા. ચુનીલાલ નગીનદાસ
૧ સા. ઘેહેલાભાઇ કેવળસી

૧ સા. નહાલચંદ ખુપચંદ

૧ સા. કચરા કીસોર.

૧ સા. રામચંદ જેઠાચંદ.

૧ સા. રામચંદ હેમચંદ.

પાટડી.

૧૦ દોશી. સાંકળચંદ જીવાભાઈ.

ધોળેરા.

૧૦ સા. વાડીલાલ મગનલાલ.

માંડળ.

૧૦ ગાંધી. બાલચંદ બેહેચરદાસ.

૫ દોશી. શવચંદ ધરમશી.

રાજકોટ.

૫ રા. રા. દોલત પરસોતમ બરોડીઆ.
બી. એ.

લીંબડી.

૧ વોરા. મોહન નાનચંદ.

**જળગામમેરૂ.**

૧ શેઠ. વાડીલાલ ડુંગરસી.

**દશાડા.**

૨૩ સા. હઠીસંગ ભૂધરસી તથા લલુભાઇ નાગરદાસ મારફત.

૧ સા. નાનચંદ ભાવજી.

૧ સા. ઓગડ મીઆચંદ.

૧ સા. ઘેહેલા પાનાચંદ.

૧ સા. ગુલાબચંદ ઉજમસી.

૧ સા. વોહોરા. પરસોતમ ડાભરસી.

૧ સા. પરશોતમ બાલા.

૧ સા. દામોદર કુબેર.

૧ સા. છગન અમરચંદ.

૧ દોશી. લાલજી કમા.

૧ સા. છગન ભુધરસી.

૧ સા. કાળીદાસ માનચંદ.
૧ શેઠ માણેકચંદ ગણેશ.
૧ સા. કસ્તુર તેજપાળ.
૧ સા. નાગજી લવજી.
૧ સા. ચતુર કરશન.
૧ સા. કેવળશી દેવચંદ.
૧ ગાંધી ત્રીકમ તારાચંદ.
૧ પારેખ. કાળીદાસ માણેકચંદ.
૧ સા. મોહનલાલ લલુ.
૧ સા. અમરતલાલ રવચંદ.
૧ સા. ખેંગાર ભુધરસી.
૧ દોશી. દેવચંદ સુરચંદ.
૧ સા. મંગળજી મનજી.
૨ સા. દેવચંદ તારાચંદ.
૧ સા. લલુ નાગરદાસ.

૧ સા. જેઠાભાઈ સાંકળચંદ.

મોંડળ.

૧ સા. ભુધર સાંકળચંદ.

૧ સા. માનચંદ વનમાળી.

૧ વોરા. કરસન લખમીચંદ.

૧ દોશી. હઠીસંગ ચતુર.

૧ ગાંધી કાળીદાસ ધનજી.

૧ દોશી. હઠીસંગ છગનલાલ.

ધ્રાંગધરા.

૧ ગાંધી સોમચંદ રાજપાળ.

૧ ગાંધી. સગાળસા નાથાશા.

૧ સા. નાનજી રતનસી.

સોમાસર.

૧૦ સા. કુંવરજી અબજી.

ખેડા.

૨ સા. જમનાદાશ મલુકચંદ.

બોટાદ.

૧ પારેખ ગલાબચંદ છગનલાલ.

રામપુરા.

૧ સા. મોહન ઓત્તમ.

ગોરઈઆ.

૧ શેઠ. જીવા મુળચંદ.

૧ શેઠ. મોહન પીતાંબર.

આડરીઆણું.

૧ સા. ઈચ્છાચંદ લવજી.

પાટડી.

૧ સા. પ્રભુદાસ નાથાભાઇ.

રાંતજ.

૧ સા. વરજલાલ કુંવરજી.

**જીંજુવાડા.**

૧ સા. પરસોતમ મલુકચંદ.

**વેકરા.**

૧ સા. જેઠા સવચંદ.

**વણા.**

૧ દોશી. વીરચંદ પ્રેમચંદ.

**ગેડીઆ.**

૧ સા. અણદા ધમા.

**બજાણું**

૧ સા. હઠીસંગ નગીનદાસ.

**તેલાવી.**

૧ સા. કચરા પાનાચંદ.

૧ સંઘવી પરસોતમ કેવળ.

**મછીઆળ.**

૧ સા. ગોરધન હરચંદ.

### વાગડ.

સા. ભાઇચંદ કીસોર.

### આદરજમોણા.

૧ સા. મોતીચંદ જેઅચંદ.

### દક્ષિણ.

૧ સા. ખેમચંદ માનચંદ. શ્રી [illegible] સંપુ-
ગામ. ચિકોડી તાલુકા બેલગામ

૧ નાણાવટી રાયચંદ ફત્તેચંદ. ગામ કુંભો-
જ-કોલાપુર.

૧ સા. બેહેચર મલીચંદ. કોલાપુર.

### સાણંદ.

૧૦ શ્રી શાણંદની જૈન ટોળી તરફથી. શેઠ.
નારણદાસ જીવણદાસ.

૧ સા. કુંવરજી કરશન.

૧ સા. જીવણ રાયચંદ.

૧ મેહેતા. ટોકરસી મગનલાલ.
૧ મેહેતા. ડુંગરસી પાનાચંદ.

## અમદાવાદ.

૨ સા. મુળચંદ નાગરદાસ.
૧ સા. પરસોતમદાસ જેઠાભાઇ.
૧ સા. ચુનીલાલ ફત્તેચંદ.
૧ સા. છગનલાલ ગોપાલદાસ.
૧ સા. મનસુખ દામોદર.
૧ સા. છગનલાલ કરમચંદ.
૧ સા. લાલુભાઇ મગનલાલ.
૧ સા. છગનલાલ. દલસુખરામ.
૧ સા. ડાહ્યાભાઇ છગનલાલ.
૧ સા. પ્રેમચંદ જેઠાચંદ.
૧ સા. મોહોકમચંદ રતનચંદ.
૧૦ શ્રી જૈનધર્મ પ્રવર્તક સભા.

૧ સા. મુળચંદભાઇ દુલ્લભદાસ.

૧ સા. નગીનદાશ છોટાલાલ.

૧ સા. નથુભાઇ દોલતરામ.

વઢવાણ.

૧૦ વકીલ જીવણલાલ ફુલચંદ કાંપમાં.

૧ સા. શીવલાલ ડુંગરસી શેહેરમાં.

૧ મેહેતા. તારાચંદ દેવકરણ શેહેરમાં.

